શકાય છે કે જેમના શરીરમાં પુરઃસ્થ (આગળના ભાગમાં) મળસંચ
હોય એવા લોકોમાં સામાન્ય રીતે પરોપકાર, શ્રદ્ધા, આશા, ઇત્યાદિ ગુણ
વિશેષ જોવામાં આવે છે. કારણ મસ્તકસામુદ્રિકશાસ્ત્રના મત પ્રમાણે અ
ગુણનું સ્થાન મગજનો આગળનો ભાગ છે. તેજ પ્રમાણે જે લોકન
શરીરમાં કેવળ આગલા ભાગમાં સંચય વિશેષ હોય છે તે લોકોને મં
ળીમાં મળી જવાનું બહુ આવડે છે, અને લોક મત ફેરવવાની કળા પણ
તેવાજ લોકોમાં વિશેષ હોય છે. તેનાથી ઉલટી રીતે એવું છે કે જે લોકન
પૃષ્ટસ્થ (પાછલા ભાંગમાં) સંચય હોય છે તે લોકોને જે ધંધામાં લોકે
સાથે પોતાનો વિશેષ સંબંધ હોય એવો ધંધો કે ઉદ્યોગ ફાવતો નથી
અને કંઇ અનિવાર્ય કારણથી આવો ધંધો કે ઉદ્યોગ કરવાની તેમને જરૂ
પડે તો તેમના જીવને એ ધંધો જોઇએ નહિ એવું લાગ્યા વિના રહેતું નથી

કેટલાક લોકોના માથાના એકજ ભાગનો વધારો વિશેષ થયાન
ઉદાહરણો મસ્તક સામુદ્રિકશાસ્ત્રજ્ઞોના જોવામાં આવે છે. પરંતુ તે
થવાનાં વિશેષ કારણ શાં છે તે તેમના જાણવામાં નથી. તથાપિ રૂપ
પરીક્ષાશાસ્ત્ર ઉપરથી તેમને સમજાશે કે ઉપરની વાતનું કારણ શરી
રના તે તે ભાગમાં સંચય થએલાં વિજાતીય દ્રવ્ય છે. મગજમાંથ
આ દોષ નીવારવાનો માર્ગ કહીએ તો એ દ્રવ્યોને શરીરમાંથી કાઢ
નાંખવાં એજ છે. જે લોકોને મગજની એકદેશીય વૃદ્ધિથી ખિન્નતા
નિરૂત્સાહ, આત્મહત્યા કરવાની ઇચ્છા, ઇત્યાદિ માનસિક વિકાર હોય
છે, અને જેના પડ વિકાર ઘણા પ્રબળ હોય છે, એવા લોકોએ ઉપ
રના માર્ગનું અવલંબન કરવું એ વાત અત્યંત મહત્વની છે. આવ
પ્રકારની સ્થિતિ થવાનું કારણ આપણા ખાનપાનની અને રહેણી કરણીન
રીતભાતજ છે. આવા લોકોએ એ વાત લક્ષમાં રાખવી જોઇએ
આપણા આહાર વિહારમાં યોગ્ય સુધારણા આપણે કરીએ તો એ
દોષ દૂર થઇ શકે છે, એ વાત સમજુ લોકોએ ધ્યાનમાં રાખી તે
પ્રમાણે લોકાચારમાં મૂકવાનો પ્રયત્ન કરવો જોઇએ.